# બના મેજહાંદાર, જહાં આફરી.

(દિબાચો.)

હજારો શુક્ર છે તે પાક પરવરદીગારના કે જેણે કુલ જહાન, પેદા કીધી છે. જે તમામ જગતનો માલીક છે. જેણે આ જગતમાં દરેક ચીજ ઉપર આદમજાદ યાને માણસને સરદારી આપી છે. અને સર્વથી વધારે કીમતી રત્ન અક્કલ તે અક્કલ આપી છે. અને તેજ અક્કલથી કાળાં માથાંનાં માનવી શું નથી કરી શકતા? વીસમી સદીમાં હજારો હુન્નરની ઉથલપાથલ થઈ તેમાં "સીનેમા"ના હુન્નરે બસ કમાલ કરી નાંખી છે. તમામ મહેનતથી થાકેલા ઈનસાનને ખાતર એ લોકની મોજમજાહનું સાધન ખાસ "સીનેમા"જ છે. તેમાં સર્વથી મુખ્ય બાબત "ફીલમો"ની છે કે જેની ઉપર તમામ "સીનેમા"ના બીઝનેસનો આધાર છે. કારણ કે સારી ફીલમો હોય તેજ સીનેમાનો બીઝનેસ સુધારી શકે આ અહના "કવીન વિકટોરીયા સીનેમા" કે જે ફકત આઠ મહિનાનું હજી બળક છે જેણે પોતાની "ઓપનીંગ નાઈટ" યાને શરૂઆત 'સાલમ્બો" પ્રેમીઆ" મારશેલા" આતીશે ઈશ્ક" "સરકસની સુંદરી" વીગેરે નામ ચીન ફીલમોની સાથે "બ્લેક બૉકસ" "હશહાખનો હલ્લો" "ઝુહોરા" જેવી નામચીન સીરીયલોથી કીધી છે. અને જેની તારીફ સુરતની સીનેમાની શોખીન પ્રજાએ જાબજા કીધી છે. જેથી અમોને કાંઈક નવું કરી બતાવવાની ઉલટ થઈ છે તેટલા માટેજ "ખસ સીઝન માટે" નામચીન ફીલમ મેકર "પાથે"ની "ગેબી મદદગાર"ની અતી પાવરફુલ સીરીયલ સુરતની શોખીન પ્રજા સનમુખ મુકીએ છીએ કે જે મેળવવા માટે અમને ખરચનો ભારે ભોગ આપવો પડયો છે. પણ આશા છે કે સુરતની શોખીન પ્રજા (કવીન વિકટોરીઆના માનવંતા પેટ્રનો) હમોને જે આશરો આપતી આવી છે તેથી વધુ આશરો આપશે તો અમે અમારી મહેનતનો અને ખરચનો બદલો મળી ચુકેલો સમજીશું. અને અમને ઉમેદ છે કે પરવરદેગારની મહેરબાનીથી એક એકથી ચઢીયાતી સીરીયલ ફીલમો સુરતની કદરદાન પ્રજા સનમુખ રજુ કરીશું.

લી૦ માલીક,

"કવીન વિકટોરીઆ સીનેમા."

લેખકઃ—બી. બી. પટેલ ઉર્ફે "અમતંર."

# ગેબી મદદગાર.

## પ્રકરણ ૧૭ મું.

" અફસોસ હમકો છોડકે કીસ વાસ્તે ચલે,
" કીસ વાસ્તે યહાં આએ ઓર કીસ વાસ્તે ચલે. "

ખાલી થયેલી ધર્મશાળાની માફક જીવ વગરના પડેલા મુડદા તરફ જોઈ પુકારતી હતી—આક્રંદ કરતી-તે જવાન બાનુ રડતી હતી, તેણીના લખોપતિ ખાવિંદનું ખુન થયું હતું, અને તીજોરીમાંથી ઝવેરાત ગુમ થયું હતું, ફક્ત તેના બદલામાં મુડદાંના હાથમાં ખુની તરફથી એક નાની ચીઠી મુકાયેલી હતી, જેમાં લખેલું હતું કે,

" ગરીબોને સતાવનાર શખસોને દુનિયાપર રહેવાની જરૂર નથી, ને તેથી આ ગરીબોને સતાવનાર લખોપતિનું ખુન કરવામાં આવ્યું છે. "

લી. લાફીંગ માસ્ક યાને ગેબી મદદગાર.

અફસોસ, લાફીંગ માસ્ક એક ખુની, હા, એમજ છે, ચીઠી બરાબર તેનીજ સહીની હતી, ને નીચે બુરખાની નીશાની હતી, હવે શું સંશય.

તુર્તજ પોલીસો પણ દોડી આવ્યા, ને આ મરનાર ન્યુયોર્કનો એક આગેવાન શ્રીમંત હોવાથી તપાસનું કામ ઘણીજ ત્વરાથી ચાલ્યું, ને આ મરનારની વિલાપ કરતી, પતિને ઘોરમાંથી જગાડવા મિથ્યા પ્રયત્ન કરતી, ઓરતને ધીરજ આપી પોલીસનો વડો સર ગોલ્ડનને ત્યાં ગયો, કેમકે આ ખુન કરનાર લાફીંગ માસ્કને સર ગોલ્ડનના ઘર સાથે સારો સંબંધ છે, તે એક ન્યુયોર્કના લોકોમાં જાણીતી વાત હતી.

જાણે નિર્દોષ બેલજીયમપર ઝનુની ઝાલીમ જરમનો ધસારો લઈ જતા હોય, તેમ તે પોલીસના સીપાહીઓ સર ગોલ્ડનના ઘરપર લાફીંગને પકડવા ધસી આવ્યા, ને " લાફીંગ માસ્ક ક્યાં છે ? તે કોણ છે ? વિગેરે બાબતપર સ્વાલો કરતાં સર ગોલ્ડનની તેઓ ઉલટ પાલટ તપાસ લેવા લાગ્યા, જાણે કેમ આ ભયંકર ખુનમાં સર ગોલ્ડનનો હાથ હોય તેમ.

" હું તમોને ખાત્રીથી કહું છું કે તે લેડી બુરખાવાળાનું ખરૂં નામ ઠામ તો હું પણ નથી જાણતો, છતાં એટલું તો મ્હારા અંગત અનુભવથી કહી શકીશ કે એ લેડી માણસ કદી આવું કર્પીણ કામ તો નહીંજ કરે. ' સર ગોલ્ડને છાતી ઠોકી, લાફીંગ માસ્કને નિર્દોષ જાહેર કરતાં પોલીસના વડાને જણાવ્યું

"હા, કદાચ તે ખરૂં હોય, ને તમે ધારો છો તેમ લાફીંગ નિર્દોષ હોય, ને આ તેને નામે કોઈ કરપીણ બદમાશે આ કામ કરયું હોય, તોપણ એક કાયદાની રૂએ અમારે તે શકમંદ શખ્સને કાયદાની કસોટીએ તો ચઢાવવોજ જોઇએ ને તેથી અમે તમારા ઘેરમાં અત્યારે શોધખોળ ચલાવીશું, જે માટે અમોને માફ કરજોજી," જરા નમ્રપણે પણ મક્કમ ઠેરાવ રજુ કરતાં પોલીસના વડાએ કહયું, ને તુર્તંજ ગોલ્ડનને લઈ હરેક રૂમ તપાસતો બે પોલીસ સાથ મીસ મારગેરી જ્યાં બેઠી હતી તે ઓરડામાં પોલીસ વડો આવી પહોંચ્યો, કે જે વખતે મારગેરી કંઇક ગભરાયેલી દીસ્તી હતી.

તેણીએ તુર્તંજ પોતાના મનપર કાબુ મેળવી લીધો, ને પોલીસના વડાએ જે જે પ્રશ્નો પુછયા, તેના જવાબ નકારમાં વાળતાં કહયું કે "બુરખાવાળો લાફીંગ મારક કદી ખુન કરે નહીં, છતાં તે અત્યારે કયા છે? એ હું નથી જાણતી," પણ હજુ તેણી આ શબ્દો બોલવા પુરા કરે, એટલામાં ઘરના બટલર હાંફતો હાંફતો આવ્યો, ને પોલીસના વડાએ કહયું કે હમણાંજ મેં આ ઓરડામાંથી લાફીંગ મારકને બાજુના ઓરડામાં જતાં જોયો.

બટલરે કાચું કાપ્યું, ને તે સાંભળી જેટલી મારગેરી ચમકી તેટલોજ પોલીસ વડો પણ ચમકયો, તેણે મારગેરી સાંમુ શકની નજરથી જોઇ તુર્તંજ બટલરના કહેવા મુજબ બાજુના ઓરડા તરફ તેઓ દોડતા હતા, એટલામાં પીયાના નીચે એક કાળો આકાર દેખાયો, ઓ તે ભેદી બુરખાવાળોજ હતો.

બીલાડો જેમ ઉંદરપર ત્રાપ મારે, તેમ પોલીસ વડાએ આ ભેદી શખ્સપર ત્રાપ મારી, પણ પારાની માફક તે હાથમાં આવવા પહેલાં ઉડી ગયો, ને થાપ આપી અજબ ચુકતીથી છટકયો, પોલીસ કમીશનર તો આંખો ફાડી હાથ ઘસતોજ રહયો, પણ એટલામાં એક દાસીએ આવી ખબર આપી કે બુરખાવાળો સેક્રેટરી ડેવીડના ઓરડામાં ધસી ગયો છે.

પોલીસ ફોજ ત્યા દોડી, પણ અફસોસ અંદર જતાંજ સેકરેટરી ડેવીડ હાથપગથી મજબુત બંધાયેલો મળ્યો આવી હાલત તેની કોણે કરી એ પુછતાં તેણે જણાવ્યું કે તે ભેદી શખ્સને હું પકડવા ગયો એટલામાં તેણે મારા આ હાલ કર્યા.

મારગેરી તો એ જોઈ ડેવીડની મશકરી કરતી ખુબ હસવા લાગી, જયારે પોલીસ વડો તો ખીજયલો ભુંડ જેવું મોહું કરી મારગેરીને દમ બરાવા લાગ્યો, ને તેણીએજ બુરખાવાળાને નહસાડવામાં મદદ કરી, એવું તહોમત મુકી તે બાળાને ગભરાવા લાગ્યો, પણ તેજ વખતે ડેવીડ તેણીની મદદે આવ્યો, ને કમીશનરને કડાકીમાંજ કહ્યું "ખબરદાર, તમે જો એ નિર્દોષ બાળાને જો હવે એક પણ અક્ષર કહયો છે તો, જાઓ, કાયદેસર કોર્ટમાં કામ ચલાવજો, મહેરબાની કરી તમારી જીભ નાં ચલાવો."

કમીશનર છેડાઈ ચાલ્યો ગયો, જયારે એકલી રહેલી મારગેરી અને ડેવીડ વચ્ચે આ બનાવથી, આ એકાંતથી, ફરી નવી દોસ્તી જામી, વળી મારગેરી પેલા ભેદી બુરખાવાળાને હાથે થયેલાં આ કાઉન્ટ એસ્પર્સ સાથ ડેવીડની મનાઈ છતાં વીશ્વાસ મુકી પ્યાર કરી તેનું ભયંકર પરીણામ જોયા પછી પસ્તાતી શરમાતી, ડેવીડને કંઇક વધુ ચાહવા શીખી હતી, પણ ફરી ઠંડા પડેલા

ઇશ્કને તાજો ગરમાગરમ કરવાની હજુ સુધી તેણીને તક મળી નહોતી, આજે મળી ને તે બંને પ્રેમનાં અનુરાગી જવાન જીવડાં-મસ્ત બનતાં ડેવીડે જરા ઠપકાના ભાવથી હસતાં કહ્યું.

"ફરી કેમ મુજથી આંખ મીલાવી આવી,"
"ઉરણુજી ઇશ્કની આગ ફરી સળગાવી."

પણ-તે હસ્યનો ઠપકો વ્હાલી માશુકના અડપલામાંજ અળપાઇ ગયો: છુપાઈ ગયો, ને જેમ મુરઘાની સામેથી ચપળ મુરઘી ન્હાસે, તેમ ન્હાસી દરવાજો બંધ કરી મારગેરીએ ડેવીડને અંદર પુરી લીધો; જાણે કેમ આ યુવાન અલ્બેલી બાળા ડેવીડને મુંગોજ જવાબ દેતી હોય કે "હવે તો મ્હેં તને મ્હારા હૃદયમંદીરમાં પુરી દીધો છે."

---

## પ્રકરણ ૧૮ મું.

બીપનકુંજ બાટીકા, ફીરત જલજંત્ર ફુહારન,
છબી શીતલ તરૂ છાંય, બીબીધ કેલ બીહારન.

ઝાડની કુંજો અને વાડીયોમાં ફરવું, ફરતાં ફરતાં ઉડતા પાણીના ફુવારાનો ભ્હાર લેવો, ઝાડની શીતળ છાયાતળે ઉભા રહેવું, અનેક પ્રકારના જલક્રિડાનાં વીહાર કરવા, એ સરખાં ઉમ્મરનાં આશક માશુકને ગ્રીષ્મઋતુમાં ગમે છે. ને તેથીજ તે ઉડતા ફુવારાની નજદીક ખુરશી ગોઠવી કોમારબાળા મારગેરી પાછળ અડપલાં કરી રહેલા આશક ડેવીડને વધુ ગમ્મત આપતી, વાતને વાતમાં ઉડાવતી, વિનોદ કરતી, કટાક્ષ મારતી હતી.

કઇ કઇ વાતો થઇ, પ્રેમની લાગણીયો ઉભરાઈ, ને તે ભાનભુલાં આશક માશુકને જગતની શુદ્ધ ન રહી, એટલામાં એક પત્રિકા લઇ નોકર હાજર થયો, કે જે પત્રિકા મારગેરીના નામની હતી.

આ એકાએક નોકરના આગમનથી તે બન્ને વચ્ચે ચાલેલી પ્રેમક્રીડા બંધ પડી, મારગેરીએ તે ચીઠી લઇ ખોલી વાંચી તો તેમાં લખેલું હતું કે, મીસ મારગેરી.

વોશીંગટન હાઉસ નંબર ૧૩ ની રૂમમાં તું એકલી આવી મને તુર્તજ મળી જા, હું બીમાર પડયો છઉં. લી. લાર્ફીગ મારક-ગેબી મદદગાર.

આ ચીઠી વાંચતાં મારગેરીનુ દીલ ચીંતાતુર બન્યું, તેનુ મુખ કરમાઈ ગયું, તેણી તુર્તજ ઉઠી અને આ પોતાના હંમેશના બચાવનાર આ બહાદુર શખ્સની સંભાળ લેવા-બને તો સારવાર કરવા તઇયાર થઇ. તેણીએ લાર્ફીગની આવેલી ચીઠી ફાડી ટુકડા કર્યા, ને એ કોણુની ચીઠી છે ? તેમાં શું લખેલું છે ? એ જાણવા સ્વાલો કરતાં આશક ડેવીડને પણ દાદ નહી દેતાં તેણીયે મોટર તઇયાર કરવા નોકરને આજ્ઞા કરી.

ચીઠી વાંચી તેણીમાં થયેલા આ એકાએક ફેરફારે ડેવીડને શંકાશીલ બનાવ્યો, તે ચાલાક આશકે મારગેરીએ ચીઠીના ટુકડા કરી સગડી તરફ ફેંકતા એક બાજુમાં ઉડી ગયેલા ચીઠીના કુકડાપર નજર કરીને તે ચીઠી પર લાફીંગની બુરખાની નીશાની જોઇ તે સમજી ગયો, કે આ લાફીંગનીજ ચીઠી છે, ને તેથી તે એકદમ મારગે..ને જતી અટકાવી બોલ્યો "મારગેરી, ડીયર, તું લાફીંગપર વીશ્વાસ મુકતી નહીં, તેણે ચીઠીમાં શું લખ્યું છે તે મને કહે."

પણ નહી, તેણીયે ડેવીડના બોલવાની આ વખતે દરકાર કરી નહી, હા ખરૂં હતું કે તેણી ડેવીડને ચાહાતી હતી, પણ પેલા ઘડી ઘડી બચાવ કરનાર ભેદી બુરખાવાળાથી બીજે નંબરે, ને તેથીજ તેણી આ બુરખાવાળાને બીમાર સમજી ડેવીડની શીખામણ માનવા ઉભી ન રહેતાં તુર્તજ તઇયાર થઈ આવેલી મોટરમાં ઉપડી ગઈ.

તેણીના જવા પછી ચીંતાતુર બનેલા ડેવીડે હજુ સગડીની બાજુમાં ચીઠીના ટુકડા તપાસ્યા, ને એક ટુકડાપર "વોશીંગટન હાઉસ નંબર ૬૩ નો રૂમ"–અધુરૂં વાકય વાંચતાં તે ચાલાક સેકરેટરી સમજી ગયો, કે નક્કી આ સ્થળે તેણીને લાફીંગે બોલાવી હશે, ને તેથી પોતે પણ ટોપી પહેરી એક ભાડેની મોટરમાં તે હાઉસ તરફ ગયો.

રસ્તામાંજ તેને મારગેરીની ખાલી ગાડી સહામે મળી, ને તે જોઇને તો ડેવીડનો વ્હેમ પાકો થયો, ને તેણે તાકીદે પોતાની મોટરવાળાને મોટર હંકારવા હુકમ કર્યો. પવનવેગે દોડતી ગાડી જોતજોતામાં તે વોશીંગ્ટન હાઉસ નજદીક આવી કે એકજ કુદકે કુદી ડેવીડ તે ઘરના ઓટલાપર ચઢી ગયો.

તે ત્રેસઠ નંબરના ઓરડા તરફ દોડ્યો, ને તે બીશાળ મકાનમાંથી તદન ખાંચામાં આવેલો આ ૬૩ નંબરનો ઓરડો ડેવીડે તાકીદે શોધી કાઢ્યો, ને દરવાજાની ફાટમાંથી અંદર નજર કરી તો આહા, તેનું લોહી ઉકળી આવ્યું, કેમકે મારગેરીને કેદ કરી ઓરડાની અંદર લીગર અને તેના જોડીદારો હસતા હતા.

ત્યારે શું, લાફીંગ માસ્કના નામથી મારગેરીને લીગરે ફસાવી હતી? હા એમજ હતું. તે લુચ્ચાએ જ્યારે પોલીસમાં ગોઠવાયેલા એક પોતાના મળતીયાના મોઢેથી જાણ્યું કે પેલા ન્યુયોર્કના એક તાલેવંતના ખુની તરીકે જ્યારે પોલીસ લાફીંગને પકડવા ગોલ્ડનને ઘેર ગઇ, ત્યારે મારગેરીયે પોલીસને થાપ આપી લાફીંગને ન્હસાડી મુકયો.

આ વાત સાંભળતાજ લીગરે કલ્પના કરી લીધી કે મારગેરીને બુરખાવાળા વચ્ચે વિશ્વાસજનક સંબંધ હોવો જોઇએ, ને તેથી બુરખાવાળા લાફીંગને નામેજ તેણીને ફસાવા તે લુચ્ચાએ આ કારસ્તાન કર્યું, લાફીંગની બુરખાની નિશાનીવાળી મહોરછાપ તો લીગર થોડા દહાડાપરજ તઇયાર કરી હતી, કેમકે પેલા ખુનના કેસમાં તે છાપનો ઉપયોગ કરયો હયો હતો, ને લીગરના જોડીદારોએજ પેલા લખોપતિ શાહુકારને લુંટી મારી નાંખી તેના હાથમાં આ લાફીંગની બનાવટી મહોરછાપવાળો ચીઠો મુકી, લાફીંગપર આરોપની જાળ બીછાવી હતી. તેજ મહોરછાપવડે આ વખતે મારગેરી પણ ફસાવી હતી.

સેક્રેટરી ડેવીડે એક પળમાંજ બધુ સમજી લીધું, ને હવે દુશ્મનોના હાથમાંથી મારગેરીને છોડાવા કયો રસ્તો લેવો ? એ વીચાર કરે એટલામાં તો જેમ પાણીની જળો અંદર પડેલા પાડાને વળગી પડે તેમ એક જળોના જેવી ઝનુની બલા (ઓરત,) ડેવીડને વળગી પડી, તેના શરીર સાથ ચીકટી બુમ પાડવા લાગી, કે જેની બુમથી અંદર બેઠેલા લીગર ને તેના જોડીદારો બહાર ધસી આવ્યા, ને, ડેવીડને પકડી લીધો.

આ ઓરત લીગરનાજ પક્ષની હતી, તેણે ડેવીડને આમ બહારથી એકાએક આવી સપડાવ્યો તો ખરો, પણ તેથી ડેવીડ ઉશકેરાયો, તેણે પોતાની પીસ્તોલ નો ઉપયોગ કર્યો, કે જે પીસ્તોલથી ઘાયલ લીગર પુરાણા જાડની માફક જમીન પર તુટી પડયો,

પોતાના વડાને ઘાયલ થયેલો જોઇ બદમાશો જવાળામુખી પહાડની પેઠે ક્રોધથી સળગી ઉઠયા, ને સઘળાએ સામટો ધસારો કરી ડેવીડને પકડી લીધો, ને મારગેરીની સાથ તેને પણ બાંધવામાં આવ્યો, જયારે બાકીના બદમાશો, ઘાયલ થવાથી બેભાન થયેલા લીગરને એક બીજા છુપા મથક તરફ ઉપાડી ચાલ્યા.

તે આ નવા ભેદી મકાનમાં આવી કેટલીક રસાયણી દવાની સારવારથી લીગર શુદ્ધીમાં આવ્યો, કે તુર્ત તે ઝનુની ઝાલીમે પોતાના જોડીદારોને પુછયું, કે "ડેવીડ ને મારગેરીનું શું કર્યું"

"તેઓને બાંધી ઓરડામાં બંધ કરી ગ્યાસનો પાઇપ ખોલી છે, તેથી એ બંને સાથેજ ગ્યાસથી ગુંગળાઈ મરશે" ડેવીડ ને મારગેરીને કેદ કરી પાછળથી આવી પહોંચેલા લુચ્ચાએ કહ્યું,

" અયે બેવકુફ, છંછેડાયલા સાપને તે" સાંઢસામાંથી છુટો મુકયો, કેમકે એ લુચ્ચો સેક્રેટરી નક્કી કંઇક યુક્તિ કરી છટકી જશે, એને તો મારીજ નાંખવો હતો, ચાલ જા જલ્દી ને હજુ પણ પેલી ઝેરી ટયુબમાંથી કામ પુરૂં કર" લીગરે છેડાઈ કહયું.

અને તે વડાની આજ્ઞા અમલમાં મુકવા તુર્તજ તે ડેવીડ ને મારગેરીનુ મારી નાંખવાનું કામ અધુરૂં મેલી આવેલો સેવક ઉભો થયો, ને પાઈપમાંથી ઝેરી બાણ ફેંકવાના સર્વ સાધન લઇ તે ફરી પેલા કેદખાનાં નજીક આવી પહોંચ્યો તો અફસોસ, લીગરે કરેલી કલ્પના મુજબ સેક્રેટરી ડેવીડે નળ ખોલી નાંખી વોશિંગ્ટન હાઉસના નિચેના ભાડુતોનું ધ્યાન ખેંચ્યું હતું, ને હમણાં તે ભાડુતો ૬૩ નંબરના રૂમનો દરવાજો તોડવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં

આમ છતાં આ ઉશકેરાયલા લીગરના મળતીયાએ હીમ્મત ન હારી ને પાછળનાં દાદરથી તે કેદખાનાનિ બારી નજદીક ગયો, ને પેલું ઝેરી તીર ડેવીડને મારગેરી તરફ ફેંકયું, પણ ડેવીડે મારગેરીની આડે પોતાનું શરીર ધરી તેણીને બચાવી લીધી, ને બંને ઝેરી તીર પોતાના અંગપર લેતાં

આશકતણો આ દેહ હો, કુરબાન માશુકની પરે
જેવાં દીવાની જયોતમાં પ્રેમી પતંગો જઇ બળે

એમ કહેતાં જાણે મસ્ત આશકોનો રસ્તો લોકોને કહી દેખાડતો હોય, તેમ કોમળાંગી મારગેરીની દેહ લતાપર ડેવીડ ઝેરી તીરની અસરથી બેભાન થઇ તુટી પડયો, એટલામાં બારણું ખોલ્યું પછીનું કવીન વિક્ટોરીઆ કહેશેજ,

## પ્રકરણ ૧૯ મું.

"ઓ, બેવકુફ તારી તીર મારવાની ગફલતથી દુશમન ડેવીડ બચી ગયો." એક ચીઠી વાંચી ગુસ્સાથી લીગર પેલા ડેવીડપર તીર ફેકનાર સામે જોઈ પુકાર્યો ને તેજ વખતે નક્કી તે જીવને જોખમે ભયંકર કામ કરી આવેલા સેવકને લીગર આખો ને આખો ખાઇ જતે. કોણ જાણે શું કરતે, પણ સારૂં થયું કે એટલામાં બારણું ખખડયું, ને તે ભેદી ઘરમાં જવાન જેનલી દાખલ થઇ,

જેનલીને હાલમાં યુક્તીથી ગોલ્ડનના ઘરની લીગરે ચાકરડી બનાવી હતી, તેથી તેણી સઘળી બાતમી પુરી પાડતી ને આજે પણ તેણીની હસ્તી મુખમુદ્રા પરથી લીગરે જાણી લીધું ને તે ખરૂંજ થયું,

"ખુશી થાઓ, મી. લીગર, ગોલ્ડનનો સેક્રેટરી ડેવીડ મેનલી આજે પેલા ઝેરી તીરથી મરણ પામ્યો છે, અને આપણો એક દુશમન ઓછો થયો છે" જેનલીએ આવતાની સાથ કહયું,

"બીલકુલ જુઠું, જો આ ચીઠીમાં ભેદી દુશમન લાર્ફીગ પર મારી ઉપર લખે છે કે ડેવીડ મુવો નથી ને તારી મહેનત નીષફળ ગઇ છે" ને તું કહે છે તે મુવો, ત્યારે એમાંથી સાચું કોણ? લીગર ગુંચવાઇ પેલી ભેદી બુરખાળાની આવેલી છીઠી જેનલીને દેખાડતો બોલ્યો.

" આ ચીઠી સદંતર ખોટી છે હું ખાત્રીથી કહું છું કે ડેવીડ મુવો છે, છતા તમોને વીશ્વાસ ન આવતા હોય તો હમણાંજ તેની લાશ કબ્રસ્તાનમાં લઈ જશે, તે નજરે જુવો" જેનલીએ ખાત્રીથી કહ્યું, અને લીગરને પણ તે માનવું પડયું, તોપણ એક દુશમનને કબ્રસ્તાનમાં સુતેલો નજરે જોવા વગર આ બદમાસથી રહેવાયું નહીં, ને તે પોતાની ટોળી સાથજ મોટરમાં બેસી જયાં સર ગોલ્ડને પોતાના કુટુમ્બ માટે બંધાવેલું કબ્રસ્તાન હતું. ત્યાં આવી પહોંચ્યો તો ખરેખર એક હ્રદય ભેદક પણ લીગરના દીલને તો ખુશ કરનારો દેખાવ નજરે પડયો,

તે કાળા શોકના પોશાકમાં સજ થયેલું સરઘસ-કાળા ઘોડાની ગાડીયોમાં (ડેવીડ મેનલીને કફન પેટીમાં પેક કરી) આ કબ્રસ્તાન તરફ આવ્યું હતું, ને અત્યારે આ મુડદાંની પેટી કબ્રસ્તાનમાં મુકવા પહેલાની ગંભીર ક્રીયામાં રડતી મારગેરી, તેની માતા, ને સર ગોલ્ડને ભાગ લીધો હતો,

"હાશ હવે નીરાંત થઇ બસ હવે મારગેરીને પકડી પછીજ તેણીના વીયોગથી અધમુવા થઇ જતા ગોલ્ડનપર વેર લેશું" લીગરે ડેવીડની લાશને કબ્રસ્તાનમાં બંધ થતી દુરથી જોઇ પોતાના સથીઓને કહયું, ને તેમાના એક મારગેરીની ગાઠીના કોચમેનને બોલાવી લાવવા કહયું, કેમકે આ કોચમેન પણ લીગરનોજ મળતીઓ હતો,

મારગેરી ને તેનું કુટુમ્બ. ડેવીડના શબનું છેલી વખતનું મુખદર્શન કરવા રોકાયેલ હતાં તે તકનો લાભ લઈ બીગરના સાથીએ કોચમેનને બોલાવ્યો,

"મારગેરીની ગાડી પેલા જંગલને રસ્તે આવેલા પુલ ઉપરથી લેજે અમોએ ત્યાં મારગેરીને ફસાવવાની યુક્તિ કરી રાખી છે."

"બહુ સારૂં હું તેમજ કરીશ" તે કપટી નીમકહરામ કોચમેને કહયું કે

તુર્ત લીગર છેલ્લી તાકીદ કરી મોટરમાં પેલા પુર તરફ ઉપડયો, ને ત્યાં જઇ અગાઉથી ફસાવા કાવત્રુ તૈયાર કર્યું.

આ બાજુ ડેવીડના મોતથી દીલગીર બની રડતી મારગેરીએ ગાડીમાં જગ્યા લીધી, ને અત્રે વધુ કહેવાની જરૂર નથી કે ગાડીના કોચમેન બનેલા લીગરના મળતીયાએ ચોકસ જગ્યાએ આવતાં ઘોડાને સખત ચાબુક મારી ચમકાવ્યા, ને ગાડી પેલા પુલને રસ્તે લીધી.

અંદરથી મારગેરી, તેણીનો બાપ ગોલ્ડન અને મીસીસ ગોલ્ડન કોચમેનને આ અવળે રસ્તે ગાડી દોડાવી જતો જોઈ ગાડી થોભાવવા કહ્યું, પણ સાંભળેજ કોણ? તે તો દોડાવવાજ લાગ્યો, કે જે જોઈ સ્હામે પુલ પાસે ઉભેલા લીગર અને તેના જોડીયાઓ ખુશ થયા, પણ એટલામાં એક જોશથી દોડી આવતી મોટર દેખાણી, ને તે જોઇ લીગરનાં હોશકોશ ઉડી ગયાં.

કારણ? કારણ તે મોટરમાં પેલો ગેબી મદદગાર, ભેદી બુરખાવાળો લાફીંગ માસ્ક હતો, તેણે ભયંકર વેગથી મોટર દોડાવતાં આવી ચાલતી મોટરેજ મારગેરીને ગાડીમાંથી પોતાની પાસે ઉંચકી લીધી, ને લીગર ને તેના જોડીયા અજાયબીમાંથી મુકાય એ પહેલાં તો સર ગોલ્ડન હાઉસ તરફ મોટર ઉપડી ગઇ.

* * * * *

હાથમાં આવેલો શીકાર છટકવાથી લીગર પોતાના ઓરડામાં તેજ રાત્રે ધુંધવાતો બેઠો હતો, એટલામાં દાસી જેનલી દોડતી આવી, ને તેણે આવતાની સાથે કહ્યું "રાત્રે હું મારગેરીને પેલી ઝેરી દવા સુંઘાડવા ગઈ, પણ તેણીના પલંગ આગળ સેક્રેટરીનું રૂહ જોતાં હું ગભરાઈ ન્હાસી આવી."

"બેવકુફ, અક્કલ વગરની, તો કયાંઈ મુવાં તે વળી જીવતાં થઇ આવતાં હશે, રૂહ ને ભુત, પીશાચની વાતો તદન ગપ છે" લીગરે જેનલીને હસી કાઢતાં કહ્યું. પણ એટલામાં બારીપરજ સેક્રેટરી ડેવીડનું રૂહ દેખાયું, ને લીગર ઉશકેરાયો, તેણે તે રૂહપર પીસ્તોલ ફોડી, પણ તે હવાના શરીરને લાગ્યું નહીં, તે હવામાં પીગળી ગયું હોય એમ જણાયું.

પણ આથી લીગર વ્હેમાયો, કદાચ આ બધી બનાવટ તો નથી, સેક્રેટરી કયાંક જીવતો હશે, એવી કલ્પના—સંશય—લીગરના દીલમાં આવ્યો, કેમકે તે ભુત પિશાચને તો માનતો ન્હોતો ને તેથીજ તુર્ત રેડ નામના પોતાના મળતીયાને કબ્રસ્તાનમાં બરાબર તપાસ કરી આવવા લીગરે હુકમ કર્યો ને તની સાથે એક જોડીદાર પણ આપ્યો.

તે ભયંકર કાળી રાત્રિએ કાળાશ પાથરી કબ્રસ્તાનને વધારે ભયંકર બનાવ્યું હતું, છતાં તારલીયાના પ્રકાશથી ઝાંખું અજવાળું તે કબ્રસ્તાનમાં પડી, તોછી લાશની પેટીઓ ઓળખાવવામાં મદદ કરતું હતું, તે વખતે લીગરનો સેવક મી. રેડ પોતાના જોડીદાર સાથ ધીમે પગલે કબ્રસ્તાનમાં દાખલ થયો.

રેડનો જોડીદાર જરા બીકણજીનો સરદાર હતો, તેથી સેક્રેટરી ડેવીડનું મુડદું પેટીમાં છે કે કેમ? તે જોવાની હીમત ન કરી શકયો, જ્યારે કહ્યુ

છાતીનો રેડ આ બીકણુ બીરૂ મીત્રને કબ્રસ્તાનના દરવાજામાં મુકી ડેવીડની પેટી પાસે ગયો, ને પેટી ખોલી પોતાની પાસની મીણબત્તી સળગાવી જોયું, તો સહાની નિંદ્રમાં સુતેલા સેક્રેટરીનું શબ તે શાન્તપણે સુતું હતું.

રેડની ખાત્રી થઈ કે ડેવીડ બરાબર મુવોજ છે, ને તેથી તે ફરી પેટીનું ઢાંકણુ બંધ કરી કબ્રસ્તાનના દરવાજામાં ઉભા રાખેલા જોડીદારને હાંક મારે, તો આશ્ચર્ય કે તે જોડીદાર ત્યાંથી ગુમ થયો હતો, પણ કાન માંડી સાંભળતાં કબ્રસ્તાનના ઉંડાણ ભાગમાંથી તેની ધીમી દુઃખની બુમ આવતી હતી.

રેડ, વધારે હીમત ને ધૈર્ય ન રાખી શકયો, ભુતના ખ્યાલે તેને ભડકાવ્યો, ને તુર્ત તે મુઠીઓ વાળી લીગરના રહેઠાણ તરફ દોડયો, તે (રેડ) જ્યારે લીગર પાસે આવી પહોંચ્યો, ત્યારે લીગર ઉસકેરાઈ બેઠો હતો, કેમકે તેણે ફરીવાર પોતાની સામેજ ખુરશીપર ડેવીડના રૂહને બેઠેલું જોયું હતુ, ને તે, તે રૂહને મારવા ગયો, એટલામાંજ તે હવાઈ શરીર હવામાં પીગળી ગયું હતું, ને તેથી જરા ગભરાઈ ઉશ્કેરાઈ લીગર બેઠો હતો, એવામાં આવી આ રેડ ખબર આપ્યા કે "ડેવીડ બરાબર મુવો છે. તેનું શબ પેટીમાં પડયું છે, નક્કી તેનું રૂહજ આપણને સતાવે છે, કેમકે મારી સાથે આવેલા જોડીદારને પણ તે રૂહ કબ્રસ્તાનમાં ખેંચી ગયું છે"

"આ તું શું બકે છે," હજુ પણ રૂહ ને ભુત પ્રેતની વાત માનવા આના કાની કરતા લીગરે રેડ તરફ ગુસ્સાથી જોઇ પુકાર્યું અને આ બાબતમાં સત્ય શું છે? એ જાણવા તુર્તજ તે પોતે તઇયાર થયો.

લીગરે એક રશાયની નાનો બોંબ પોતાના ખીસામાં લઈ લીધો, ને પછી યમપુરીથી ન્હાસી ગયેલા કોઇ પુણ્યાત્માને જમનો દુત શોધવા નીકળે તેમ તે કબ્રસ્તાનમાં ડેવીદનું મુદ્દું નજરે જોવા ચાલ્યો, તે પથ્થર છાતીનો પીશાચ લીગર કબ્રસ્તાનમાં આવી પહોંચ્યો, ને બેધડક નીડર બની ડેવીડના શબની પડેલી પેટી તરફ ગયો.

ધ્રુજતે હાથે તેણે પેટી ઉઘાડી, ને અંદર જાણે પોતાના તરફ હસતાં હોય, તેમ ડેવીડના મુડદાંને જોતા લીગર ઝનુનથી ઉછળી જાણે બાકી રહેલું વેર આ મુડદાંપર લેતો હોય, તેમ ઝનુનથી મુડદાંના મોઢ પર પોતાનો લોખંડી પંજો માર્યો.

પણ પંજો વાગતાંજ તે મુડદાનાં મોઢાના કુરૂર ભુસ કરતા બે પાંચ ટુકડા થઈ ગયા, "પ્લાસ્ટરનું પુતળું", દગો દગો-લીગર એકલોજ ઉશ્કેરાઇ પુકારી ઉઠયો, ને જાણે એ પોકારનો કબ્રસ્તાનમાંથી પડઘો પડતો હોય, ઉતર મળતો હોય, તેમ સ્હામેથી અવાજ સંભળાયો, "હા, દગો, હી, હી, હી, હું તારો સગો તો અહીં તારી સામે જીવતો ઉભો છું," હસતો હસતો જાળ ઘેરમાંથી છુટી ડેવીડ આવ્યો હોય તેમ લીગરની સામે તે પતલો આકાર ઉભો રહ્યો.

"કોણ દુશ્મન ડેવીડ," લીગરે તે હસ્તી આકૃતિને ચમકી પુછયું.

"હા, દીલદાર દોસ્ત, હું પોતે જીવતો જાગતો ડેવીડ, ને મારી પાછળ ચાલ્યા આવતા આ તારા પાંચ પોલીસ,ને ખરેજ પોલીસ ને ડેવીડે લીગરને ઘેરી લીધો આ શું ? ભેદ ખરી વાત શું ? તે જાણવા જુઓ, કવીન વિક્ટોરીયાનું ચાલુ પ્રોગ્રામ-કેમકે ભયંકર રણસંગ્રામ હવે પછીની વાતો સાથે જોડાયેલો છે.

## પ્રકરણુ ૨૧ મું.

"કરાવે કામ તો કુડાં, ખરે કંગાલ, કંગાલી
ભયંકર શ્રાપ છે ભુંડો ગરીબાઈ, ગરીબાઈ"

ખરેજ ગરીબાઈ, એ કોઈક વખત એક ભયંકર શ્રાપ સમાન નીવડે છે, કે જે શ્રાપનાં દર્શન આપણને ન્યુયોર્કના એક ખુણામાં થાય છે, આજે આ શ્રીમંત શેહેરના છઠ્ઠા ખુણામાં પડેલું મી. ડાન ઓમારાનું કુટુંબ કંગાલીયતની ખાઈમાં સબડતું હતું, તેની સ્ત્રી આજે મહીનાઓ થયાં બીમાર હતી, તેણીની દવા કરવાને પણ ડાન ઓમારા પાસે પૈસા ન્હોતા.

વીલેર ફેકટરીમાં ડાન, એક ટુંક પગારનો કામદાર હતો, ને તે ટુંક આવક પરજ આ બીમાર બૈરીની અને ખુબસુરત જવાન બેટી પેગીના પોષણનો ભવિષ્યની આશાનો આધાર હતો, આજ કાલ તો આવા ટુંક પગારમાં ડાનને ભુખમરાનો વ્યાધી વેઠવો પડતો હતો. બધું દુઃખ ખમી શકાય, પણ ભુખનું દુઃખ સહન ન થઈ શકે તેવું છે, ભૂખ્યો માણસ શું નથી કરતો ?—

"ભૂખ ભમાવે ચીત, ભુખ મતી મુંઢ બનાવે
"ભૂખ બનાવે ચોર ખુન પણ ભુખ કરાવે

તેમજ આ ભુખનો માર્યો ડાન પણ અત્યારે ભયંકર કામ કરવા તૈયાર થયો, અને અફીણની દાણ ચોરીનો ધંધો ચલાવતા ચીનાઓનો સ્હાયક થયો, પૈસાની નજીવી લાલચે આ ભયંકર આફત ડાને પોતાના માથાપર વ્હોરી લીધી ને તેજ સાંજે કારખાનામાંથી ઘેર આવ્યા પછી પોતાના નીચેના ગોડાઉનમાં ચીનાઓ તરફથી આવી પહોંચેલું અફીણ પેલા લાકડાના ટુકડામાં ગોઠવી ચોર ધંધાની શરૂઆત કરી

જવાન બેટી પેગીએ છુપાઈ બાપનું આ કામ જોયું, ને પોતાને માટે તેમજ પોતાની બીમાર માતા માટે આ ચોરીના ધંધા કરતા બાપપર તે પ્રમાણિક છતાં ગુસ્સો ન કરી શકી, પણ એક ઉંડો નિશ્વાસ નાંખી તેણી મોતની રાહ જોતી માતાની સારવાર કરવા ગઈ. તેણી તે બીમાર માતાને થોડોક સેરવો પાઈ ફરી આવી જુવે છે, તો ગોડાઉનના દાદરપર એક મોટી મુછવાળો શઠોડી કદનો આદમી એક હાથ જોળીમાં નાંખી ચુપકીદીથી ઉભો હતો, તે બીલાડાના જેવી ચમકતી આંખોથી ગોડાઉનમાં અફીણના પાસા છુપાવતા ડાન તરફ જોઇ રહ્યો હતો.

પેગીએ જોયું, ને તે જવાન બાળા ઉશકેરાઈ, જો કે તેણી બાપનું આ કામ વખાણતી તો ન્હોતી, પણ પેટને માટે પાપ કરતા પિતાનો ભેદ કોઈ જાણી જાય, તે પણ તેણીને પસંદ ન્હોતું, તેથી તુરતજ અંદરના ઓરડામાં દોડી ગઈ; ને એક નાની પીસ્તોલ લઇ તે આ ઉભેલા અજાણ્યા તરફ દોડી આવી.

જાણે રાક્ષસને નાશ કરવા કોઈ દેવી હુમલો લાવતી હોય, એવી આ પીસ્તોલ સાથે પોતાના તરફ દોડી આવતી પેગીને જોઇ તે મજબુત શખ્સ ચમક્યો, બે કદમ પાછળ હઠયો, ને પેગી પણ પીસ્તોલ તેની છાતીપર તાકી

"ચાલ જલદી બ્હાર જા"—કહેતી વધુ પાછળ હઠવા લાગી, ને તે દેખાવે ક્રુર લાગતો શખ્સ પેગીના હાથમાં રહેલી મોતની બેન જેવી પીસ્તોલથી પાછળ હઠતો છેલ્લા દ્વાર સુધી આવી પહોંચ્યો, તેજ પળે પેગીની સેજ ગફલત થતાં તે ક્રૂર શખ્સે કાગડો જેમ બાળકના હાથમાંથી ખાવાનું ઝુંટવી લે, તેમ પીસ્તોલ ઝુંટવી લીધી—છીનવી લીધી.

"હી, હી, હી, કેમ, કયાં ગઈ તારી હુશીયારી," પીસ્તોલ છીનવી તે નફટની માફક હસી પડતો શખ્સ તે જવાન બાળાને અપમાન થાય તેવી રીતે અટપલું કરી બોલ્યો.

"જા મેહરબાની કરી અહીંથી જા, તું કોણ છે? અમો ગરીબોને શામાટે સતાવે છે?" પેગી હવે નરમ થઈ ગળગળીત કંઠે બોલી ઉઠી.

"હું ગરીબ! ગરીબ કે શયતાન ચોર, તારો બાપ તો અફીણની દાણુચોરીનો ધંધો કરે છે, ને વળી તું ગરીબ, કંઇ ફીકર નહીં, હવે તો તારા બાપને સપડાવી, વીશ વર્ષની સજાએ પહોંચાડી એક સરકારી એજંટ તરીકેની મારી ફરજ હું અદા કરીશ ત્યારેજ ગરીબાઇ ને શ્રીમંતાઇનો કસોટી થશે. સમજી કે, એમ ગરીબ બની હવે તું તારા બાપને સજામાંથી છટકાવી શકનાર નથી," કંઈક ગંભીર બની રૂવાબથી તે શખ્સ બોલ્યો.

હું તમારે પગે પડું છું એજંટ સાહેબ, કોઇ પણ રીતે મારા બાપને બચાવો, ખરેજ અમો ઘણાં ગરીબ છીયે, મ્હારી માતા સીક છે, ને તેથીજ આ ભયંકર કૃત્ય નાચારીયે મ્હારા બાપે કર્યું છે,-નહિ તો"—એટલું કહેતાં તો મોતીનાં દાણા જેવાં આંસુઓનાં બીંદુઓ તે છોકરીના ગોરા ગાલપર ટપકી પડયાં અને તેણીનું હૈયું ભરાઇ ગયું.

પણ—પણ આ ક્રૂર સરકારી એજંટ કહેવરાવતા શખ્સની આંખમાં દયા ન આવી, તે સ્વાર્થી કંઇક છુપી મતલબથી હસી બોલ્યો, "હા જો તારા બાપને બચાવવોજ હોય તો એક કામ કર, ને ગઇ કાલે સવારે વીલર ફેકટરીમાં તને મળેલી મીસ મારગેરીને કોઇપણ યુકતીથી આજે રાત્રે મારી પાસે લઇ આવ."

"શું એક જવાન કુંવારીકાને રાતની વખતે હું ફોસલાવી તારી પાસે લઇ આવું, ઓ! હવસી—

"ચુપ વધારે ના બોલ. નહીતો તારા બાપને હમણાંજ પકડવા પોલીસને બોલાવું છું" તે ક્રુર ભેદી શખસે દમ માર્યો, ને તેથી આખરે લાચારીથી આ કાળું કામ કરવા પેગી પાસે કબુલાત લઇ ગયો, ને જેવી તે શખસની પીઠ ફરી તેવોજ ઘરના ખુણામાંથી એક બુરખાવાળો આકાર નીકળી આવ્યો, ને તેણે આ ભયંકર કબુલાતથી ત્રાસી ગયેલી ને રડતી પેગીને કહ્યું "ન્હાની છોકરી, પેલા ક્રુર શખસે તને શું શતાવી? મને કહે, હું તને મદદ કરીશ"—પણ નહી, તે છોકરી કશો જવાબ દઈ શકી નહી એટલે વળી બુરખાવાળાએ કહ્યું "ગભરા ના, તે શખ્સે તને શું કહયું, તે તું મને કહે, તે એક બદમાશ છે, ને તેનું નામ લીગર છે."

હા, તે લીગરજ હતો, ગયા અઠવાડીઆમાં તે કબ્રસ્તાનમાંથી બોબ હાર્ડી પોલીસના હાથમાંથી છટકયો હતો ત્યારથીજ વેષ બદલી આ વીલેર ફેકટરીમાં પ-

હેરીગર તરીકે રહયે હતો, કે જે ફેકટરીમાં આ આપણી નવી કંગાળ છોકરી પેગીનો પીતા ડોન પણ મજુરી કરતો હતો.

લીગર આમ પહેરીગર બનેલો છતાં ફરી મારગરીને કબજે લેવા ચુકતી શોધતો હતો, એવામાં ગઇ કાલે એકાએક યંત્રો જોવા મારગેરી વીલેર ફેકટરી. માંજ ગ્યાવી ને ત્યાંજ પોતાના બાપને ખાવાનું આપવા આવેલી આ ગરીબ પેગી સાથ, એ લીગરે જોયું, ને તેથી આ પેગી મારફતજ મારગેરીને ફસાવવાનું તેણે તેજ ક્ષણે નક્કી કર્યું.

આજે તે લંપટ લીગર પેગીને પોતાના હાથમાં લેવા તેને ઘેર આવ્યો હતો એવામાં એકાએક પેગીના બાપ ડોનને અફીણની દાણચોરીનું કામ કરતો જોઈ તે લુચ્ચાને પેગીને દાબમાં રાખવાનું સાધન આઇતુંજ મળી ગયું, ને આપણે વાંચ્યું તેમ તેણે તે સંજોગનો બરાબર લાભ લઇ પેગીને ભડકાવી પોતાનું કામ કરી આપવા ફરજ પાડી.

પેગી, સ્વભાવે નીચ નહી હોવાથી આવું કામ કરતાં તેણીનું હૃદય દુખાયું ને રડવા લાગી, છતાં આવી પહોંચેલા બુરખાવાળાની સમજાવટથી પણ તેણી કાંઈ ખરો ખુલાસો કરી શકી નહી, તેથી બુરખાવાળો નીરાશ થયો એવામાં સ્હામે એક પડછાયો દેખાયો, ને બુરખાવાળો ઉતાવળે પગલે બાજુના ખાંચામાં અદ્રષ્ય થયો.



## પ્રકરણ ૨૨ મું

તુજ વિહર દાવનલ હટે નહિ અંતરથી,
તુજ દર્શનવિણ નહિ મટે વ્યાધિ મંતરથી

કોચપર બેઠેલી મારગેરીના સુકાયેલા હોઠોમાંથી એ ઝીણો ગણગણાટ થયો. અને ખરેખર પેલા કબ્રસ્તાનમાં લીગરના બોંબથી ઇજા પામી ગુમ થયેલા આશક ડેવીડની યાદ મારગેરીને સતાવતી હતી, તેનો એક પડઘોજ હતો જો કે પેલા ભેદી ગેબી બુરખાવાળાએ તેણીને ડેવીડ માટે ધીરજ ધરવા કહી હતી, છતાં તેણી તે વ્હાલા આશક વગર ઘણી બેચેન રહેતી, ને અત્યારે પણ તેવીજ બેચેન હાલતમાં બેઠેલી હતી, એટલામાં પેગી ત્યાં દાખલ થઇ.

હમેશાં વ્હાલાંઓનો વીરહ હૃદયને વધુ દયાળુ બનાવે છે તેમજ દયાળુ બનેલી મારગેરી ગરીબ પેગી તરફ ફકત દયાથી ખેંચાઈ હતી, પણ તેણી ક્યાં જાણતી હતી કે આ ગરીબ છોકરીજ તેને ફસાવવા આવી હતી.

ને તમે સમજો છો તેમ તેણીને ફસાવવાજ આવી હતી, લીગરે પેલા ભેદી બુરખાવાળાને પેગી સાથ વાત કરતો છુપાઇને જોઇ લીધો હોવાથી રાત સુધી ધીરજ નહી ધરતાં, પેગીને પોતાના પ્રોગ્રામમાં ફેરફાર કરી હમણાંને હમણાં મારગેરીને લઇ આવવા મોકલી હતી.

પેગીએ મારગેરી પાસે આવી બરાબર નાટક ભજવ્યું, ને તેણીનું દીલ દુખાતું હોવા છતાં ફક્ત બાપના બચાવ ખાતર તેણીએ કપટકળા વાપરી બેહોશ થઈ મારગેરીના પગ આગળ તુટી પડી. મારગેરીયે દયાથી આ ગરીબ છોકરીને શુદ્ધીમાં લાવવા પ્રયત્ન કર્યો, ને જાણે પોતાના હાથમાં ગયેલો આત્મા પાછો આવતો હોય, તેમ પેગીએ પોતાનાં કમળનાં પાંદડાં જેવાં આંખના પોપચાં ઉઘાડયાં,

"કેમ બ્હેન, એકાએક ત્હને શું થયું? હવે કેમ છે?" મોટી બ્હેનની જેવી મમતાથી મારગેરીએ તે સાવધ થએલી પેગીને પુછયું.

"ઠીક છે બ્હેન, પણ હવે મ્હને લાગે છે કે હું બેએક દીવસમાં મરી જઈશ, મ્હારા શરીરમાં કંઈ છુપી બીમારી થઈ આવી છે, બ્હેન, તમે મ્હને મ્હારા સુધી પહોંચાડી જશો?" પેગીએ આવી સ્નેહાળ મુર્તી ને ફસાવવા યુકતીનો આરંભ કરતા ચીરાતા હૃદયે કહ્યું.

"ઘણીજ ખુશીથી," ગરીબોને મદદ કરવામાં જીંદગીની સાફલ્યતા સમજનારી મારગેરી બોલી, ને તેણીયે તુર્ત પોતાની ટોપી પહેરી લીધી, ને પેગીનો હાથ પકડી તેણી બાહેર પડી.

સાંજનો સમય થયો હતો, સુર્યની સ્વારી પશ્ચીમ દીશામાં સરી પડતી હતી, અને આ બંને બાળાઓની સ્વારી તેજ વખતે પેલી ફેકટરી તરફ ઉપડી હતી, ફેકટરી નજદીક તેઓ આવી પહોંચ્યાં, ને મારગેરીએ પેગીને પુછયું, "બ્હેન, ત્હારૂં ઘર, શું આ, ફેકટરીની નજદીક છે?

"હા, અમે ફેકટરીના એક ઓરડામાંજ હાલમાં વગર ભાડે રહીયે છીએ," એમ કહી તેણી મારગેરીને એક ખાંચાના ઓરડામાં લઈ ગઈ, ને તે ઓરડામાં મારગેરીને બેસાડી પેગી યુકતીથી બહાર નીકળી ગઇ, કે તેજ પળે એ અમેરી કાનો અઠંગ ઉઠાવગીર બદમાશ લીગર તે ઓરડામાં દાખલ થયો.

એક પળની અજાયબી! બીક અને દુશ્મનના ઓચીંતા મેળાપે મારગેરીને ગભરાવી મુકી, તેણી એક ફાળ મારી ગભરાએલી હરણીની માફક ઉભી થઈ, ન્હાસવા દરવાજા તરફ દોડી, પણ જેમ સીંહ સસલીને પકડે તેમજ પાછળથી મારગેરીનો કોમળ કંઠ લોખંડી દસ્તવાળા લીગરે પકડયો, ને ધીક્કારથી જેમ બીલાડી પોતાના શીકારને મારી નાંખવા પહેલાં રમાડે, તેમજ અટકાવી રાખી તેણીના ગૌર ગાલપર આંગળી મારી હસી બોલ્યો, બોલ. અહીંયા તારો કયો બાપ તને બચાવી શકે તેમ છે? પેલો તારો ભેદી બુરખાવાળો મદદગાર પણ અહી આંવી શકે તેમ છે?—ને—"

પણ લીગરનું એ વાકય અધુરૂંજ રહયું, કેમકે એજ વખતે અંદરથી બંધ બારણાપર બે ભયંકર ધડાકા થયા, ને લીગર ચમકયો, બીજીજ પળે તો બારણાના દ્વારના બે ટુકડા થયા, ને હીંદુ પુરાણમાં જેમ પ્રહેલાદને બચાવવા થાંભલામાંથી નરસીંહરૂપ પ્રગટ થયું હતું, તેમ આ મારગેરીને બચાવવા તે ફાટલા દરવાજામાંથી બુરખાવાળો ગેબી પુરૂષ પ્રગટ થયો, તેની સાથે તેને રસ્તો દેખાડતી પસ્તાતી કુમારીકા પેગી પણ હતી.

પેગીએ લાચારીયે મારગેરીને આ દુષ્ટના પંજામાં સપડાવી તો હતી, પણ તેણીનું દીલ ચીરાતું હોવાથી રડતી તેણી ઘેર જતી હતી એટલામાં આ ગેબી બુરખાવાળો તેની

પાસે દોડી આવ્યો. ને પેગીયે પણ આ વખતે આ ગેબી શખ્સને ખરી વાત કહી દીધી, તેથી તુર્તજ તે તેણીને લઇ મારગેરોની મદદે આ મુજબ આવી પહોંચ્યો, પણ તેની મહેનત વ્યર્થ ગઇ, જેવો તેને લીગરે જોયો, તેવોજ ઝનુનથી દોડી મારગેરીને ફેકટરીના ઉપયોગ માટે વહેતી પાણીની નેહેરમાં ફેંકી દીધી, ને નેહેરનું વોટરવીલ ચાલુ કરયું કે જેથી મારગેરી તેમાં કચડાઇ જાય-આ બધું એક પળમાં કરી બીજીજ પળે પોતાની પીસ્તોલ કાઢી ગેબી બુરખાવાળા તરફ લીગરે ફોડી, ને ગભરાટમાંજ તુટેલું બારણું કુદાવી નાઠો.

લીગરની પીસ્તોલમાંથી ઉડેલા છરાથી મેજ ઝખમી થયેલો બુરખાવાળો ને પેગી જરા વારમાંજ સાવધ થયાં. ને સાવધ થતાંની સાથ ગેબી બુરખાવાલો પેલા વોટરવીલ નજદીક દોડી ગયો, ને તેને ફરતું બંધ કરી મારગેરીને કચડાતી કટોકટ વખતે સહી સલામત બચાવી લીધી, લીધી, ને પછી અંદરથી તેણીને સહી સલામત ઉપર લાવવા પેગી તે નહેરમાં ઉતરી કે આ ભેદી શખ્સ કોણ જાણે શાકારણથી ત્યાંથી ઉતાવળે પલાયન થઇ ગયો.

પેગીએ મારગેરોને પાણીની બાહેર કાઢી, ને જેને હાથે પોતે ફસાઈ હતી, તેને હાથેજ બચાવ થતો જોઈ મારગેરી આશ્ચર્ય પામી, પણ પેગીએ ટુકમાં ગર્ભિત ખુલાસો કરી. મારગેરીને પોતાને ઘેર આવવા વીનવી, મારગેરી લીગર સાથની ઝપાઝપીમાં તેમજ પાણીમાં પડવાથી થાકી લોથ પોથ થઇ ગઇ હતી, તેથી પેગીના આમંત્રણને બહાલ રાખી વિશ્વાસથી તેણીને ઘેર ગઈ. પણ ત્યાં જતાંજ હાય, ભયંકર આ શું આફત, પોલીસોએ પેગીનું ઘર ઘેરી લીધું. કારણ? કારણકે લીગરે પેલા ઘરમાંથી નહાસી પોતાના બનાવટી વેશમાંજ પોલીસને ખબર આપી હતી કે, પોલીસોને હંફાવનાર લાફીંગ માસ્ક યાને ગેબી બુરખાવાલો મુવો છે, અને તેની સાથે અફીણની દાણ ચોરી કરનાર ડેન ઓમારા ની દીકરી પેગી પણ મરી છે.

ડેન ઓમારા, અફીણની દાણ ચોરીનો ધંધો કરનાર છે?" પોલીસોયે પુછયું, ને લીગરે જવાબમાં તેના ગોડાઉનની ઝડતી લેવા પોલીસને સુચવ્યું, ને પોલીસ તે ગરીબ ઘર તરફ દોડી, કે જે વખતે ગરીબ ડેન, પોતાના ગોડાઉનમાંથી એકાએક અફીણના પાસા ગુમ થયેલા જોઈ તુર્તની મારગેરીને લઇ બહારથી આવેલી પુત્રી પેગીપર છેડાતો હતો, એટલામાં પોલીસે આવી તે ઘર ઘેરી લીધું. ઘરનાં સઘળાં ગભરાઇ ગયા.

ઝડતી લેવી શરૂ થઇ, પણ અફીણનો એક પણ પાસો ન નીકળ્યો, કે જેથી પોલીસ ડેનપર ગુન્હો સાબીત કરી શકે, પણ અફીણ છુપાવવાની જગામાં શોધ કરતાં એક ગેબી મદદગારની ચીઠી, અને એક નોટનો થોકડો નીકળ્યો, જેમાં લખ્યું હતું, કે,

મી. ડેન ઓમારા,

તારી મુસ્કેલી દુર કરવા આ નોટનો તું ઉપયોગ કરજે. એ હવે તારી માલેકીની છે—

લી. ગરીબોનો સહાયક

લાફીંગ.

અહા, જયાં પકડાઈ જવાની ચિંતા હતી, ત્યાં આ કેવી ખુશાલી, આરોપ ને આફત દુર જઇ લક્ષ્મી દેવીની આ કેવી લીલા લ્હેર, પણ આ બધું કહોંનાથી,? પેગી ને મારગેરી બોલી ઉઠયાં, " ગેબી મદદગારથી, હા, તે તેનુંજ પરાક્રમ હતું.

તે કંગાલ ઘેર લક્ષ્મીદેવીની પધરામણીથી—કે પછી ગેબી મદદગારની મહેરબાનીથી પણ આજે ગાજતું વાજતું થયેલું હતું, ખુબસુરત પેગી કે જેણીનો હાથ ધરવા માટે પહેલા કોઈ તૈયાર ન્હોતું, તેણીનાપર આજે એક જવાન આશક થઈ પેગી પાસે પડયો પાથરોજ રહેતો હતો.

આજે તો ખરેખર તે ઘરમાં સ્વર્ગની શાન્તિ ને ઇંદ્રસભાનો રંગરાગ જામી રહયો હતો. એવામાં પેગીની નજર એક દીવાલપર લગાવેલા કાગળપર પડી, તેમાં ફકત તેણીનું નામ લખેલું હતું ને બાજુમાં કાળો ડાઘ હતો.

પેગીયે આ ભેદી નિશાની સઘળાને દેખાડી ને તે શું હશે, તેની કલ્પના કરે, એ પહેલાં તો દરમાંથી જેમ ઉંદર નીકલે તેમજ ભેદી બુરખાવાલો ત્યાં આવ્યો, તેણે આવતાંજ સઘળાને સાવધ થવા બુમ પાડી, બાજુ બાજુ કરતો તે પેગીને એક બાજુ લઈ ગયો ને બારી નજદીક એક પેગીના જેવું પુતલું બનાવી ગોઠવી દીધું. કેમકે બદમાશો તરફની આ રપોર્ટેડ વોરનીગની જીવ લેવાની નિશાની હતી, તે એ સારી રીતે સમજતો હતો, વલી એપણ જાણતો હતો કે પેગીને લીધે, લુચ્ચા લીગરની બાજી ઉંધી વળી હોવાથી તે તેણીનો જીવ લેશે.

હવે ઉપર મુજબ પુતલુ ગોઠવ્યાને બે એક મીનીટ નહી થઈ હોય, એટલામાં એક સુસવાટા કરતું ઝેરી તીર આવ્યું, ને પુતલું નીચે પડી ગયું. સઘળાંની આંખો ધાસ્તીથી ઉંચે ચઢી ગઇ, પણ ભેદી બુરખાવાલો સાવધ હતો, તેણે તુર્તજ પેગીના આશકને સામેના ઘર તરફ દોડાવી ભલામણ કરી કે તે ઘેરમાંથી નીકલતા શખ્સને પકડી લ્યે.

બીજી બાજુ પેગી જાણે મર્ણ પામી હોય એવો દેખાવ કરી ડેન ઓમારા ને બીજા મારા ત્રણ મીત્રો તેણીને ઉપાડી નીચે ઉતરવા લાગ્યા, કે જેથી સામે તીર ફેંકનારો બદમાશ તેણીને મરણ પામી એવું માની જલ્દી બહાર પડે, ને તેમજ થયું, તે ઝેરી તીર ફેંકનાર કે જે બીજો કોઈ નહી પણ પોતાની બાજી નિષ્ફળ ગએલા લીગરનો જોડીદારજ હતો, તે સંતોષ પામી બહાર નીકળ્યો, કે તેજ પળે પેગીના આશક ને તેના મીત્રોએ તે લુચ્ચાની પુઠ પકડી.

પણ જેમ ઉડતું પતંગીયું જોત જોતામાં અલોપ થઈ જાય, તેમ તે બદમાશ એક ઘરનાં ખાંચામાં ગેપ થઇ ગયો, સઘળા તેની પુઠે પડયા, પણ સઘળાની નિરાશા વચે તે ખાંચામાંથી બદમાશને બદલે એક સાઠ વર્ષની બુઢી દમથી ખોં ખોં કરતી આવતિ જણાઇ.

આ બુઢીને સઘળાઓએ પુછયું, કે કોઇ ન્હાસતા બદમાશને જોયો છે? પણ તે ઓછું સાંભળતી ડોકરીયે ઘણા શવાલો પછી પોતાનું માથું નકારમાં ધુણાવી રસ્તો માપ્યો, ખરેખર એજ વખતે જો ત્યાં ગેબી મદદગાર હતે, તો આ બુઢીને ગળચીમાંથીજ પકડી પટકતે, કેમકે તે બદમાસ પોતેજ હતો.

* * * * * * * * * * *

પેગી મોતના હુમલામાંથી બચી, ને તેથી તે આખો દીવસ તો તેણી બહાર ન નીકળી, પણ બીજે દીવસે તેણીને આલ્મીકસ સ્ટુડીઓમાં ફરજીયાત જવું પડયું, કેમકે તેણીને મારગેરીની ભલામણથી આ સ્ટુડીયો(ચીત્રશાળા) માં મોડલ તરીકે કામ મળ્યું હતું, તણી ખુબસુરત હોવાથી આ ચીત્રશાળાનો માલેક ચીતારો આલ્મીકસ તેણીના પરથી એક સુંદર ચીત્ર ચીતરતો હતો,

તેણી હમેશ મુજબ આજે સ્ટુડીયોમાં ગઈ, ને કામ પુરૂં થતાં કંઈપણ હરકત વગર ઘેર આવી, ને બીજે દીવસે એજ નીયમીત ટાઇમે તેણી જનાર હતી, એટલામાં રાત્રે તેણીને સ્ટુડીયોના માલેકના નામથી ચીઠી મળી કે તેણીએ સ્હવારે નવ વાગે સ્ટુડીઓમાં આવવું કેમકે અગત્યનું કામ છે.

સ્હવાર પડતાં પેગી તૈયાર થઈ, ને આવેલી ચીઠી મુજબ તેણી નવ વાગતેજ સ્ટુડીયો તરફ રવાને થઈ, પણ જતાં જતાં યાદ આવ્યું કે મારગેરી તેણીને મળવા આવનાર છે, તેથી પેલી આવેલી ચીઠી જ પછવાડે પેગીએ મારગેરીપર લખ્યું કે "હું જરૂરી કામસર સ્ટુડીઓમાં જાઉં છું, માટે મને ત્યાં આવી મળજો"

બસ એ ચીઠી મારગેરીને આપવા કહી વ્હાલા પપાની રજા લઇ પેગી સ્ટુડીયો તરફ આવી, ને અંદર આવતાંજ તેણીએ શું જોયું ! ચીતારો બંદીવાન બાજુના ઓરડામાં કચવાતો હતો, ને હરામી લીગર અને તેના જોડીદારોએ સ્ટુડીયોનો કબજો લીધો હતો.

વાઘને જોઇ બકરીનાં જેવા હોશ કોશ ઉડી જાય, તેવીજ રીતે પેગીના હોશ કોશ ઉડી ગયાં. તેણી એક ભયની ચીચીયારી પાડી કોચપર બેસી ગઇ, ને ખાટકી જેમ પોતાના ભોગપર છરો લઇ વાંકો વળે તેમ "બરજાત છોકરી તેં અમોને દગો દીધો તેનું લે આ ફળ," એમ કહી લીગરનો મળતીયો તે નાજુક બદન-ખીલતી કળીને ગરદનમાંથી તોડી નાંખવા–ચીમળાવી નાંખવા વાંકો વળે, એ પહેલાંની એક ઝેરી સોય આવી તેના હાથમાં પેસી ગઇ. ને જાણે લકવો થયો હોય, તેમ તે બદમાશનો હાથ અચેત થઈ પડયો, ઓ, મારા બાપરે, એ મુંગા-બાચરણ સાથે, રામના બાણથી ચમકેલા રાવણની પેઠે લીગર ચમકયો. તેણે આસપાસ જોયું, કોઇ જણાયું નહી, ને તેથી ફરી બીજા મળતીયાઓને પેગીનું ગળું દાબવા તેણે ઇશારત કરી, ને તે જેમ તેમ તૈયાર થયો, અરેરે, એક ઉગતી લતાને પાડવા તૈયાર થયો, પણ પ્રયત્ન મીથ્યા ગયો, કેમકે બીજી એવી ઝેરી ટાંચણી આવી ને તેથી બીજો કસાઈ પણ જમીન માપવા લાગ્યો, જાણે પેગીના પગમાં પડી દયાની મુર્તી આગળ પાપની માફી માંગતો હોય તેમ.

લીગરે આ ઝેરી ભેદી ટાંચણી કયાંથી આવતી હતી, તે આ વખતે જોઈ લીધું, ને સ્હામે ગોઠવેલા પીકચર પર તે તુટી પડયો, તો જાણે પહાડના શીખર પાછળથી નીકળતો કાળાં વાદળાનો ટુકડો, તેવો ગેબી મદદગાર પીકચર પાછળથી નીકળી લીગર પર તુટી પડયો.

પાણીપતના મેદાનમાં જાણે છેવટના નિર્ણય માટે લડતા દુર્યોધન અને ભીમનું દ્વંદ્વ યુદ્ધ, તેમજ એ બે હરીફો એક બીજાનું ગળું દાબવા, મારવા કાપવા પ્રયત્ન કરવા લાગ્યા, આજ વખતે બહારથી મારગેરીને પોલીસની બુમો સંભળાઈ, કેમ કે તેણી પાછળથી પેગીને ઘેર જઇ પહોંચતાં પેલી ચીઠી જોઇ સમજી ગઈ હતી, કે નકી આ લીગરનું કાવતરૂં છે, તેથી પોલીસને લઇ તેણી આ તરફ દોડી હતી.

પોલીસના ભયથી આ બંને હરિફોને ન્હાસવું પડયું. બીચારા ગેબી બુરખા વાળાને શાહુકાર છતાં ચોર બની આ ઈન્સાફના ખાં (!) પોલીસોથી દુર રહેવું પડયું, ને તે લીગરને પટકી એક ગુપ્ત દ્વારથી નાઠો, જ્યારે લીગર એક દીવાલ સાથે બાંધેલા દોરડા પર ટીંગાઇ જાણે કબરમાં ઉતરતો હોય તેમ નીચાણમાં ઉતરી ગયો, પોલીસોએ આવી પેગીને છુટી કરી.

× × × × × ×

તે ભયંકર જંગલના રસ્તાપર બે મોટર આગળ પાછળ પુર ઝડપથી દોડતી હતી, પાછળની મોટરમાં બેઠેલી એક પરી, અરે તમારી વ્હાલી મારગેરી, પોતાના ડ્રાઈવરને કહેતી હતી, કે "આગળ દોડતી ભાડુતી મોટરમાં બેસનારનું ધ્યાન આ તરફ ખેંચાય નહી તેવી રીતે મોટર દોડાવજે."

હુકમ મુજબજ ડરાઈવર અમલ કરતો હતો, જ્યારે તે મોટર આકાશ સાથે વાતો કરી રહેલાં ગીરિશૃંગોને પવનથી મસ્ત દોલતાં તપસ્વીયો જેવાં ટાઢ તડકો સહન કરતાં જુના ઝાડોના ઝુંડની નજદિક આવી ઉભી રહી, ને તેમાંથી લીગર ઉતર્યો, ત્યારે જરા દુર મારગેરીની મોટર પણ ઉભી રહી.

સ્ટુડીયોમાંથી નાઠેલા લીગર મોટરમાં પોતાના ગુપ્ત મથક તરફ આવ્યો હતો. જેની પાછળ મારગેરીનું ધ્યાન દોરાતાં તેણી પણ પાછળ આવી હતિ.

ખરેખર તે અબળા છોકરી પ્રબળા બની હતી, ને આ વખતે ઘણું સાહસ કરી નાંખ્યું હતું, તેણીએ પોતાના ડ્રાઇવરને કહયું કે "જો હું દશ મીનીટમાં આ ઝાડીમાંથી ન પાછી ફરૂં તો તું તુર્ત સાવચેતિથી મદદ લઈ આવજે" આમ કહી તેણી તે ઝાડની ઝાડી પસાર કરી આગળ વધતા લીગરની પછવાડે પછવાડે ગઇ.

થોડી વારમાંજ એક ઉંચી ટેકરીની બાજુમાંથી લીગરને ગુમ થતો તેણીએ જોયો, ને તેથી જરા વખત થોભી તેણી પણ તે ટેકરી પાસે ગઇ, તો નીચે એક ભયંકર તીલસ્માતી ગુફા નજરે પડી, ધીમે કદમે તેણી તેમાં ઉતરી, કેટલાંક ભયં-કર યંત્રોને છુપા દ્વારો પસાર કરી તેણી એક ઉંડા કોતર જેવા ઓરડા નજદીક આવી પહોંચી, કે જેની અંદરથી લીગરનો અવાજ સંભળાયો. "આવતી કાલે સવારનાજ એ બદબખ્ત છોકરી પેગી અને તેના કુટુંબનો નાશ કરવા પેલો ભયં-કર બોંબ ગોઠવી આવો." તે તેના સેવકોને કહેતો હોય એવું જણાયું.

મારગેરી આ ભયંકર આજ્ઞાપર વિચાર કરે, એટલામાં એક કેદીને ગરદન મારવાની સુચના કરતો હોય, એવો મોટો ઘંટ ( કોલબેલ ) નો અવાજ સંભળાયો, મારગેરી ચોંકી, કેમકે તે ઘંટના અવાજ સાથે એક યંત્ર દબાવવાનો અવાજ થયો, ને જાણે ઉંડાણમાંથી ઉંડી ચીસ સંભળાતી હોય, તેમ પોતાના ડરાઈવરની દુઃખની ને ભયની ચીચીયારી મારગેરીના કાનપર પડી, ( એ પછીની વધુ ભયંકર ખુના મરકીની ખબર અને પેગીના કુટુંબને બોંબનું ભોગ થતું દેખાડવા ફક્ત કવીન વિકટોરીયા સીનેમાજ સમર્થ છે.

---



---


આ પુ. અ.ના ધી સુરત જૈન એ જ્યુ પ્રી પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું
ઠે૦ ખપાટીઆ ચકલા—સુરત.

દોહરો.—ઋતુવસંતની ગરમીમાં, પીણું એકજ "સાર"
"દિનશા" વિના બીજું નહિ, કહે ખબરદાર નિરધાર.

# સુરતી સંહલાણીઓ.

## "ગરબી મદદગાર" જોઈ ગમ્મત મેળવજો અને
## કલેજું ઠંડુ કરવા "દીનશા" કંપનીગેજ સોડા
## લેમન રાસ્પબરી વીગેરે પીજો

હલકો માલ પીશો તો તબીઅત બગડશે માટે સાવચેત રહેજો.

દીનશા કંપની કણપીઠ—સુરત.

---

## તમારા સુંદર ચહેરાને

મરીઅલ ઠઠ્ઠું જેવા એબ લગામણા શા માટે બનાવો છો ?

## "ચાંપાનેરીઆ ફોટોગ્રાફીક સ્ટુડીઓ"માં જજો

હાઈક્લાસ ફોટોગ્રાફી અપ ટુ ડેટ સ્ટાઇલમાં જ્યાં
એન લારજીંગ, બ્રોમાઈડ, સેપીઆ, હાઈક્લાસ ટચીંગ વીગેરે રૂમાલ તથા વીંટી
ઉપર પણ ફોટાઓ જોઈ દાંતમાં આંગળી પકડી કહેશો કે વાહરેવાહ
"ચાંપાનેરીઆ" કમાલ કરી ખાતરી માટે એકવાર પૂછી ખાત્રી કરો.

માલીક,

**એ. એન. ચાંપાનેરીઆ.**

ભાગાતળાવ રોડ—સુરત.

---

છાપનાર—પ્રભુશંકર નરભેરામ વ્યાસ
છાપવાનું ઠે.—શા૦ ખુબચંદ અમીચંદનાં ધી સુરત જૈન એનજીન પ્રીન્ટીંગ પ્રેસ ખપાટીઆ ચકલા સુરત.
પ્રસીદ્ધ કરનાર—હુશેન ઈબ્રાહીમ અચ્છા માલેક ક્વીન વીક્ટોરીઆ સુરત./
પ્રસીદ્ધ કરવાનું ઠે૦—ટાવર નજીક પોલીસ લેન પાસે—સુરત.